# મહાત્મા ગાંધીજીના

# દિલના એકરાર.



## રવિવાર તા. ૨૧મી સેપ્ટેમ્બર ૧૯૧૯.

PRINTED BY

MR. UDHARAM KEVALRAM, AT THE

HARAT ELECTRIC PRINTING WORKS, KARACHI

AND

PUBLISHED BY MR. HATIMBHOY ALLIBHOY.

# મહાત્મા ગાંધીનો દિલનો એકરાર.

---

પુર્વ પશ્ચિમ વચ્ચે કોઈ પ્રકારનો દુસ્તર અંતરાય નથી.

પાશ્ચિમાત્ય કે યુરોપીયન સુધારા જેવી કોઈ વસ્તુ નથી; પરન્તુ આર્વાચીન સુધારો છે કે જે કેવળ ભોગપ્રધાન છે.

આર્વાચીન સુધારાની અસર હેઠળ યુરોપની પ્રજા આવી તે પહેલાં તેઓ અને પુર્વની પ્રજા વચ્ચે ઘણી સમાનતા હતી. એટલું તો ચોક્કસ છે કે હિન્દના લોકો અને જે યુરોપિયનો ઉપર હજી સુધી અર્વાચીન સુધારાની અસર થઇ નથી, તેઓ પરસ્પર જેટલી છુટથી ભળી શકે છે તેટલી છુટથી આધુનિક સુધારામાં ઉછરેલા યુરોપિયનો ભળી શકતા નથી.

હિન્દુસ્થાન ઉપર બ્રિટિશ લોક રાજ્ય કરે છે એમ નથી; પરન્તુ આગગાડી, તાર, ટેલિફોન અને લગભગ દરેક દરેક શોધ જે સુધારાના ચિન્હ તરીકે ગણાવામાં આવે છે તે દ્વારા અર્વાચીન સુધારો અમલ કરે છે.

મુંબઈ, કલકત્તા, અને હિન્દના બીજા મુખ્ય શહેરો ખરા પાપનાં મથકો બન્યા છે.

જો આજે બ્રિટિશ રાજ્યને સ્થાને અર્વાચીન પદ્ધતિ ઉપર રચાયલું હિન્દી રાજ્ય સ્થપાય, તોય હિન્દુસ્થાન કંઇ વધારે ઉજળું ન બને; માત્ર એટલુંજ થાઇ કે જે કેટલોક પૈસા અત્યારે ઇંગ્લાંડ ઘસડી જાય છે તે બચાવી શકાય; પરન્તુ પછી હિન્દુસ્થાન યુરોપની કે અમેરીકાની બીજી કે પાંચમી પંક્તિના રાષ્ટ્ર જેવું ગણાશે.

પુર્વ અને પશ્ચિમ તો ત્યારે જ ખરેખર મળી શકશે કે જ્યારે પશ્ચિમ અર્વાચીન સુધારો લગભગ સાવ તજી દેશે. તેમ જ જો પુર્વ અર્વાચીન સુધારો સ્વીકારે તો પણ તેઓનો ઉપરથી દેખાતો મેળાપ થઇ શકે. પરન્તુ તે મેળાપ હથિયારબંધી સંપ જેવો થશે, તેવો સંપ અત્યારે જર્મની અને ઇંગ્લાંડ વચ્ચે છે. આ બંને પ્રજા સામો પક્ષ પોતાનું ભક્ષણ ન કરી જાય તેની સંભાળ રાખવા જતાં મોતનાં જડબામાં જઈ પડી છે.

આખી દુનિઆને સુધારવાનો આરંભ કે વિચાર કરવો એ કોઈ પણ માણસ માટે અથવા કોઇ પણ જનસમુદાય માટે કેવળ ધૃષ્ટતા જ છે, અત્યંત કૃત્રિમ અને વેગવાળા વાહનોની સહાયતાથી તેમ કરવાનો પ્રયત્ન પથ્થરની હોડીથી સમુદ્ર તરવાના પ્રયત્ન જેવો છે.

સામાન્ય રીતે એમ કહી શકાય કે સંસારિક સુખોની વૃદ્ધિથી નીતિને કોઇ પણ રીતે પોષણ મળતું નથી.

વૈદ્યકશાસ્ત્ર મેલી વિદ્યાનો અર્ક છે. જે ચઢીયાતી વૈદક કલાના નામ નીચે ચાલે છે તેના કરતાં ઊંટ-વૈદું અત્યંત ઇચ્છવા જોગ છે.

ઇસ્પીતાલો સેતાનના ચરખા છે. સેતાન તેનો ઉપયોગ પોતાના લાભ માટે, અને પોતાનાં રાજ્ય ઉપર પોતાની સત્તા કાયમ રહે તે માટે, કરે છે. તે દોષને, દુર્દશાને, અધઃપાતને અને ખરી ગુલામગીરીને કાયમ કરે છે. વૈદક શિક્ષણ મારે લેવું જોઇએ એવો વીચાર મને આવ્યો હતો, પરન્તુ ત્યારે હું સાવ

ભુલાવામા પડયો હતો. જે ફિટકારને પાત્ર કૃત્યો હસ્પીતાલમાં થઇ રહ્યાં છે તેમા કોઇ પણ રીતે ભાગ લેવો મારા માટે પાપ કર્મ કહેવાય. ગુહ્યેન્દ્રિયના રોગો માટે અને ક્ષય માટે પણ હસ્પીતાલો ન હતે તો આપણામા ગુહ્યેન્દ્રિયના રોગ તથા ક્ષય ઓછા પ્રમાણમા હતે.

છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન હિંદ જે શીખ્યું છે તે ભુલી જવામાં તેનો ઉદ્ધાર છે. આગગાડી, તાર, હસ્પીતાલ, વકીલ, ડાકટર અને આવા પ્રકારની બીજી બધી વસ્તુઓ છોડવી પડશે, અને કહેવાતા ઉંચા વર્ગોએ, ખરૂં સુખ આપનારૂં સાદુ ખેડુતનું જીવન છે એમ જાણીને તે જીવન સમજ પુર્વક, ધાર્મિક વૃત્તિથી અને વિચારપુર્વક ગુજારવા શીખવું પડશે.

સંચાથી બનેલું કાપડ, પછી તે યુરોપની મીલોમાં કે હિન્દુસ્થાનની મીલોમાં બન્યું હોય તોપણ, હિન્દીએ વાપરવું જોઇએ નહી.

ઇંગ્લાંડ હિન્દને આ પ્રમાણે કરવા મદદ કરશે ત્યારેજ

હિન્દ ઉપરની તેની સત્તાનું સાર્થક્ય થયું ગણાશે. આ પ્રમાણે વિચાર કરનાર ઇંગ્લાંડમાં ઘણાએ હોય એમ જણાય છે.

લોકોની આત્મસ્થિતિ ઉપર મર્યાદા મૂકી સમાજની વ્યવસ્થા કરવામાં પ્રાચીન ઋષિઓનું ખરું ડહાપણ હતું. પાંચેક હજાર વર્ષ ઉપર જે સાદું હળ હતું તેજ આજે ખેડુતોનું હળ છે. તેમાંજ ઉદ્ધાર રહ્યો છે. લોકો આવી સ્થિતિમાં લાંબુ આયુષ્ય ભોગવે છે અને અર્વાચીન પ્રવૃત્તિ લીધા પછી યુરોપે જે શાંતિ ભોગવી છે તેના કરતાં પ્રમાણમાં ઘણી વધારે શાંતિમાં જીવન ગુજારે છે. હું ઇચ્છું છું કે દરેક શિક્ષિત માણસ, દરેક અંગ્રેજ પણ જો તેને ફાવે તો, આ સત્ય શીખે, અને તે પ્રમાણે વર્તે.

